# —नित्यस्तवन.— *

સંવત ૧૯૭૬ અધિક શ્રાવણ નિમિત્ત ખાસ પ્રગટ
કરેલાં—શ્રોતાએ કથા શ્રવણ સમયે પાસે
રાખવું બીજી વાર મળશે નહીં.

સ્થળ:—વેત્રવતી તટસ્થિત—આત્રસુંબા.

શ્રી ત્રિકમજી મંદિર. ( સૌખ્ય સદન. )

સમય—પ્રાતઃકાળના ૯ થી ૧૧; સાંજના—અનુકુળતાએ.

## आदि भाग.

### મંગળાચરણ.

૧

पूर्णमदः पूर्णमिदं पुर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पुर्णमादाय पुर्ण मेवा वशिष्यते ॥

૨

શંકરં શંકરાચાર્યં કેશવં બાદરાયણં,
સૂત્ર ભાષ્ય કૃતૌ વંદે ભગવંતૌ પુનઃ પુનઃ ૧

* આ સ્તવનમાં ઘણાં ખરાં પદો શ્રેયઃ સાધક અ, વર્ગની ગ્રંથાવ-
ળી લેવામાં આવ્યાં છે, પ્રકાશક મોતીલાલ મગનલાલ શાહ, સંવત
અધક શ્રાવણ પ્રતિપદા ( કાંણીયલકર )—આતરસુંબા.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

ગુજરાતી સ્પીરાઈટ-સંગ્રહ

શ્રુતિ સ્મૃતિ પુરાણાના માલયં કરૂણાલયં,
નમામિ ભગવત્પાદ શંકરં લોક શંકરં. ૨
કૃષ્ણાય વાસુદેવાય હરયે પરમાત્મને,
પ્રણતઃ ક્લેષ નાશાય ગોવીંદાય નમો નમઃ ૩
ગુરુ બ્રહ્મા ગુરૂ વિષ્ણું ગુરુ દેવો મહેશ્વર,
ગુરૂરેવ પરંબ્રહ્મ તસ્મૈ શ્રી ગુરવે નમઃ ૪
આનંદમાનંદકર, પ્રસન્નં જ્ઞાનસ્વરૂપં નિબોધ યુક્તં.
યોગીન્દ્ર મડળં ભવરોગ વૈદ્યં શ્રીમદ્ગુરૂ નિત્ય મહં
નમામિ. ૫

---

( કથા શ્રવણનો સમય. )

સુભેચ્છા ૩.

શાંતિઃ શાંતિઃ ૐ શાંતિ;
પ્રકટો સઉમાં સ્વરુપે કાંતિ—
ભાગો સ્થાણુ પુરૂષ ભ્રાંતિ;— શાંતિ;
સર્વ તણું લક્ષ્ય સ્થાન, શિરોમણિ આત્મજ્ઞાન,
કરવા પાન, વળજો ધ્યાન;
સ્વરૂપ ધ્યાનને, દિવ્ય જ્ઞાનને,
સદ્ય પામજો, ક્લેશ વામજો;
સર્વ તણા અંતરમાં પ્રભુ વિરામજો,
અંતર શુભેચ્છા તેમની સફલ થજો.

---

૪

અચ્યુતં કેશવં, રામનારાયણું કૃષ્ણ, દામોદરં. વાસુદેવં હરે;
શ્રીધરં, માધવં, ગોપીકા વલ્લભં, શ્રી જાનકી નાયકં શ્રી
રામચંદ્ર ભજે.

બોલો શ્રી દ્વારકાધીશકી જય.

---

## વિજ્ઞપ્તિ. ૪

પ્રભુ પ્રસન્ન આજ થજો, વર દેજો૦
ભય માત્ર દૂર કરજો, નિર્ભયતા ઉર ભરજો,
નિજ પુત્ર ગણી લેજો— વર દેજો૦
જનિ મૃતિ પીડા હરજો, નિજ પદમાં મન ભરજો,
વિભુ ! નિત્ય નિકટ રહેજો— વર દેજો૦
અમ ઇપ્સિત સઉ સરજો, પ્રતિ ક્ષણ અમ પ્રતિ વરજો,
જીવત્વ સઘ દહેજો— વર દેજો૦
સાધક શિર કર ધરજો, વર વચનો ઉચ્ચરજો,
સુખ અપૂર્વ સઉ લહેજો. વર૦
અમ હૃત્પદ્મે ફરજો, અમ યશ પ્રભુ ઉચ્ચરજો.
આ વિનતિ ઉર ગ્રહેજો— વર૦

### અંત ભાગ.

સાંજના પાા થી ૬ાા. કિર્તનો. (પ્રથમનું મંગલાચરણ કરીને.)

---

## ખેદ મટવા વિષે.

### ધનાશ્રી ૫.

એથી ન મટતો ખેદ, મનનો એથી ન મટતો ખેદ. ટેક.
અષ્ટ વિકૃતિ સહભણીએ પાઠે, સ્વરસહ સઘળા વેદ— મનનો. ૧
શાસ્ત્ર સકળ જિહ્વાગ્રે કરીએ, કરી શ્રમ આણી સ્વેદ, મનનો. ૨
રાગ દ્વેષ ધારી અતિ અંતરમાં, વદીએ મુખથી અભેદ. મનનો. ૩
વિષય અસંખ્ય પ્રયત્ને સેવી, થાવું અમલ વધી મેદ. મનનો. ૪
નૃસિંહ પ્રભુપદ પ્રીતિ વધારો, ભ્રમનો કરી ઉચ્છેદ;
મનનો તેથી મટશે ખેદ, જ્ઞાને મટશે ખેદ, મનનો જ્ઞાને મટશે ખેદ.

નૃ. વા. વિ.

---

## સંયમનો પ્રબોધ. ૬.

સંયમને સુખ મૂળ ધારી,
દૃશ્યથી ઈંદ્રિય મન વારી, ચિતિ ભજો;
વિષયે સત્સુખ નીવારી,
ના'વે કદી એમ વિચારી. સઘ ત્યજો.
ધ્યાન મોક્ષની ગણીને બારી,
ધ્યાને ચઢવું રહી અવિકારી, યોગ સજો.
ક્રમે ક્રમે, આ વિધિ સંયમે, હું, તું, તે શમ્યે
દુઃખ સઉ દારી.
રહો નરહરિ મય અધિકારી, ચિતિ ભજો.

---

## ભજન ૭.

ઉરે મારે બેઠોરે, મારો પ્રાણજીવન પ્રિય નાવલોરે,
રહીન હવે હું વિશ્વે, કોઇની ઓશીઆળીરે,
પિયુ મારો ત્રિલોકીનો રાવલો-
મોંના માગેલાં મને સુખ પિયુ આપો રે,
વહાલો મારો દિલનો દરિયાવલો;-
વહાલાથી બીજું કાંઇ માનું ન ઉંચું હું.
સર્વ મળતાં પિયુ છાયલો-
મુખ શશિ જોઇ જોઇ, વહાલાનો રીઝુ હું
વહાલો મારી આંખો તણો તારલો.
નરહરિ પિયુ મારા ઉરમાં પ્રકટતાંરે,
જાણું ના ગયો ક્યાં દુઃખ ભારલો. —વિશ્વવંદ્ય.

---

## અભ્યર્થના (૮).

શાથી આમ છુપાતા, મારા પ્રભો !
મારા પ્રભો, મારા પ્રાણના પ્રભો. શાથી૦

ક્ષણ ક્ષણ જપતો જોવા હું તમને,
બધિર કાં થાતા, મારા પ્રભો. શાથી૦

(જ્યારે) મૂર્દ્ધ ત્રિકુટી હૃત્પદ્મમાં આવું,
(ત્યારે) ક્યાં નાશી જાતા, મારા પ્રભો. શાથી૦

અંતર શિશુથી આમ શું રાખો,
ભોળા દિલના પિતા, મારા પ્રભો, શાથી૦

જળ વિણુ ટળવળતી માછલીના,
થાજો આજે ત્રાતા, મારા પ્રભો. શાથી૦

સંકોચ ધરતો ના, નિજ શિશુ સાથે;
થાજો ઉદાર દાતા મારા પ્રભો. શાથી૦

નરહરિ નાથ આવો, મુખ દર્શાવો,
(જેથી) થાય અખંડશાતા, મારા પ્રભો. શાથી૦

## નિર્ભયતા (૯).

કાહુસેં અબ હોત ન ભીતિ,
નિર્ભય હો હું ફિરત દશદિશમેં,
અનુભવ ગ્રતિ જાગી, ભાગી વિપત્તિ. કાહુસે૦

તન ધન કુટુંબ રહો ન રહો વા,
જન યહ સ્નેહ ધરો ન ધરો વા;
મસ્તભયે પાઇ ચિતિ સંપત્તિ. કાહુસે૦

———:૦:———

## ( ૧૦ )
## ત્રણ નિયમો—( હરિગીત ).

કહું ત્રણ હું નાના નિયમ તે જે જન પ્રીતીથી પાળશે,
નિજ જીવન તે સુખી ને પ્રકાશિત; અલ્પ સમયે ભાળશે.
હસવું સવારે હેતથી, હસવું બપોરે હેતથી;
ઉંઘતા સુધી હસવું જ રાત્રે, હસવું ત્યજવું ના કદી.

---

## પુરૂષોત્તમ માસનું પર્વ. ( ૧૧ )
### ( રાગ—ભોળા ભગતના ચાબખાનો. )

જો કદી પુરૂષોત્તમ પદ ચ્હાવ, તો સદ્‌ગુણુ ગંગામાં ન્હાવ;—ટેક
સ્વામીને એકલો સુતો મૂકી, નદીએ ન્હાવા જાવ;
પરપુરૂષોના ધક્કા ખાઇ શિદ, અવળા ખેલો દાવ રે! જો૦ ૧
મંદિર મંદિર હરતાં ફરતાં, જ્ઞાન વિના ગીત ગાવ;
ભુખ્યો મરે ભરથાર બીચારો, કેવો ભજનનો ભાવ રે. જો૦ ૨
આયવિના અપવાસ કરે, કોઇ કરવા પુણ્ય જમાવ;
દેખાદેખી કરીને ભાગે, કાયા પુણ્યનું નાવ રે. જો૦ ૩
કથા સાંભળે તોય કપટના, ઉરમાં કરે ઉડાવ,
કેદાર કંકણ વાળી બીલાડી, જેવો બનેજ બનાવ રે. જો૦ ૪
નર જો પરનારીને માટે, નદીએ ન્હાવા ધાવ,
તો વૈતરણીમાં તાણીને, જમડા દેશે ઘાવ રે. જો૦ ૫
જડયો નગીનો કુંદનમાં તેમ, સદ્‌ગુણુમાં જ જડાવ,
તોજ પ્રભુ પુરૂષોત્તમ કેરા, પવિત્ર–પુત્ર ગણાવવા રે. જો૦ ૬

( સથવી. )

---

## आरति ( ૧૨ ).

જય દેવ જય દેવ જય રાધા રમણા,—પ્રભુ જય રાધા રમણા;
જય ગોપીજન વલ્લભ ( ૨ ) દુઃખ સકલ શમના. જય૦ ૧
જય વંદ્રાવનવાસી જય જય ગિરિધારી. પ્રભુ જય૦
ગોપીજન મનરંજન (૨) જય મુરલીધારી. જય૦ ૨

જયજય દેવકીનંદન, જય મથુરાધીશા. પ્રભુ૦
નંદ યશોદાનંદન (૨) જયજય જગદીશા, જય૦ ૩
જયજય કંસ નિકંદન, દાનવકુલ દલના. પ્રભુ૦
ભક્તજન પ્રતિપાલક (૨) જય દુર્જન છલના. જય૦ ૪
જય સુંદર સામળીઆ, પીતાંબરધારી, પ્રભુ૦
મોર મુકુટ શિર શોભે (૨) અતિ મંગલકારી. જય૦ ૫
કર્ણ વિષે શુભ કુંડલ, મકરાકૃતિ શોભે. પ્રભુ૦
નાસાગ્રે મુકતાફળ (૨) જોતાં મન લોભે. જય૦ ૬
હૃદયે કૌસ્તુભ ઝળકે, મણિ મુકતા માળા. પ્રભુ૦
બાંહે બાજુ બિરાજે (૨) અતિશય તેજાળા. જય૦ ૭
કટિયે કિંકણી રણકે, નૂપુર ચરણ વિષે પ્રભુ૦
મણિ બંધે મણિ ભૂષણ (૨) અતિ સુંદર દીસે. જય૦ ૮
ભાલે તિલક વિશાળ, શોભે મૃગમદનું. પ્રભુ૦
વનમાળા પર ગુંજે (૨) ટોળું ષટ્પદનું. જય૦ ૯
હસિત વદન કરિ ઉભા, મુજ સામુ જોઇ, પ્રભુ૦
કૃપા કટાક્ષે દુઃખડાં (૨) સૌ નાખ્યાં ખોઇ. જય૦ ૧૦
એવી હરિની આરતિ, જે હેતે ગાશે, પ્રભુ૦
હરિદાસ પ્રભુ તેને [૨] પ્રેમામૃત પાશે. જય૦ ૧૧

———:०:———

## દોહરા. (૧૩)

લેનેકુ હરનામ હે, દેને કુ અનદાન,
તરને કુ આધીનતા, બુડને કુ અભિમાન. ૧
કાલ કરૂં તો આજ કર, આજ કરૂં તો અબ,
અવસર વિત્યો જાત હે. ફીર કરેગો કબ. ૨

## ( ૧૪ )

બે દિનનાં છે ઘર બાર સઘળાં, બે દિન અહીં રહેવાનું છે,
બે દિનનાં છે સગાં સબંધી, બે દિન સુખ લેવાનું છે;
બે દિનનો છે પંખી મેળો, અંતે ઉડી જવાનું છે.
લોકો જેને દુનીઆં [illegible] ર માનું છે.

## ધૂન. ( ૧૫ )

હરે કૃષ્ણ ગોવીંદ જય જય હરે કૃષ્ણ ગોવીંદ,
રાધે કૃષ્ણ ગોવીંદ, જય જય રામકૃષ્ણ ગોવીંદ.

---

## ( ૧૬ )

આ લોકમાં જનમીને સુકૃતો ન કીધાં,
પાપે પચી વિષય વિષ પ્રીતે જ પીધાં.
નાતો કદી સુજન સંગતી લાભ લીધો.
રે રે ગુરો ન તમથી, મતિમંદ બીધો. ૧

દ્વેષે કરી જન તણાં, દુઃખ જોઇ રાચ્યુ,
રાગે કરી તન તણાં, સુખ નિત્ય રાચ્યુ;
પ્રીતે કથા શ્રવણમાં, નથી કાન દીધો,
રે રે ગુરો ન તમથી, મતિમંદ બીધો. ૨

સંતો સમીપ જઇ હું નથી પાય લાગ્યો,
સાચે ગુરો નિજ કૃપા, વિણ હું ન જાગ્યો;
આપો ક્ષમા અનવધી, અપરાધ કીધો,
રે રે ગુરો ન તમથી, મતિમંદ બીધો. ૩

---

## ( ૧૭ )

પુરાણ કો પાર નહીં, વેદન કો અંત નહિ,
વાણી તો અપાર કહો, કહાં ચિત્ત દીજીએ;
લાખન કી એક કહું, કરોડ કી એક કહું,
સબ હુ મેં સાર એક, રામ નામ લીજીએ.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

---

ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.
ખાડીઆ—અમદાવાદ.